ॐ

# પતાઇનો પસ્તાવો

અને

# કાળકાનો કોપ.

## આખ્યાન.

---

બનાવનાર

મોજીલાલ કેશવલાલ શાહ.



સર્વ દેવી ભકતો અને શીવ ભકતોને વાસ્તે,

છપાવી પ્રસિદ્ધ કર્તા

ગીરધરલાલ મોહનલાલ મહાદેવીઆ

અમદાવાદ—જમાલપુર સાળવીની પોળ.

---

અમદાવાદ—પીરમશાના રોજા પાસે સત્યસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં
પટેલ પોપટભાઇ ચકુભાઇએ છાપ્યું.

આવૃતિ ૧ લી. પ્રત ૨૦૦૦ સને ૧૯૧૨.

કીંમત ૦—૨—૦

ૐ

# મતાઇનો પસ્તાવો

અને

# કાળકાનો કોપ.

## આખ્યાન.

બનાવનાર

**બીજલાલ કેશવલાલ શાહ.**



સર્વે દેવી ભકતો અને શીવ ભકતોને વાસ્તે,

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

**ગીરધરલાલ મોહનલાલ મહાદેવીઆ**

અમદાવાદ—જમાલપુર સાળવીની પોળ.

અમદાવાદ—પીરમશાના રોજા પાસે સત્યસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં
પટેલ પે. ભાભાઇ ચકુભાઇએ છાપ્યું.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦ સને ૧૯૧૨.

કીંમત ૦—૨—૦



# પતાઇનો પસ્તાવો.

અને

# કાળકાનો કોપ.

## દોહરો.

સરસ્વતી માત સમરીએ, નમી સારદાને પાય;
કરૂણા માજી તવ કરે, જય જય અંબે માય–આરાસુરી
અંબેમાતકીજે.–આરા.

માજી માજી મુખ કહે, દીલમેં ચોરી હોય;
ભલે લટકરી ભુ વીશે, ભકતી ભાવ નવ હોય. આરાસુરી.
જ્યાં ઘર શેવા નવ મળે, જ્યાં ઘર દીપ ન હોય;
જ્યા ઘર ભાવ ભક્તિ નહીં, તે ઘર જમહા જોય. આરાસુરી.

## મરાઠી સાખી.

મન વશ કરીને માત સમરીએ રાખી અંતર ટેક,
અહંકાર ત્યજી અંગથી અળગો ધારો ભીતર ભેખ
અંબામાં સહાયે, સંકટ ભાળી વારે માય–અંબામાં,

( મુખે રામ ને હાથે તાળી. ) એ રાગ.

મુખે માતાનું સ્મરણ કરવું, કરી ઉદ્યમ ઉદર ભરવું;
અવળે મારગ ચીત ન ધરવું, મુખે વાણુ સત્ય ઉચરવું.
જીભ્યા ગુણ ગાવાને આપી, સત્ય મંમાયાએ સ્થાપી;
હાથે તાળીનું છે કામ, મુખે મંમાયાનું નામ.
પગે કુદી માને ભજે, સંકટ ગર્ભવાસનું તજે.
દાસ તહારો રાજી રાજી, ભજે મુખે ગાજી ગાજી.
ચરણે ચીતજ ઉભો ચહોડી, માજી દરશને આવું દોડી;
સમા સમાના દરશન દયો છો માજી થઇ પરશન.
દાસ વ્રીજલાલ ગાએ, ચકલા સારંગપર માંહે;
રામસંગાની છે પોળ, માજી ભજો મુકી ડોળ.
જેથી સુખ સંપતી થાય, ફરી ગર્ભવાસ નવ જાય;
ચીત ચરણે ધ્યાનજ ધરવું, જેથી ભવ સાગરથી તરવું,
મુખે માતનું સ્મરણ કરવું. કરી

પુનમ ચાંદનીનો રાગ.

દુષ્ટ દીલ તજીને ભાવે માજીને ભજોરે,
મન વશ રાખો જેથી સરે સરવનું કાજ. દુષ્ટ.
કીચક ક્રુર પાપી ઘણો, વૈરાટરાય પરધાન;
સતી સહંદ્રી ઊર ધરી, ભીમે ભુલાવ્યું ભાન.
ભીમે મારી કચરી દાટ્યો અનગળ ભારમાંરે,
બાળી હાથે ભીમે કરી નાંખ્યો ભસ્મ. દુષ્ટ.

વાલી અંગે બળ ઘણું કીસકીંધાનો રાય,
સુગ્રીવ નારી સંગથી પડી ઘરણુમાં કાય.
જોઈ અનીતીને રામે રણુમાં રોળીઓરે,
ભક્ત જાણી સુગ્રીવ વાનર લીધો સાથ. દુ૯
રાવણુ લંકપતી અતી જોરાવર મહા જોધ,
સીતા ચોરી સ્નેહથી રાખી રામ વિરોધ.
દશ મુસ્તક કાપી દુષ્ટને રામે મારીયોરે,
રાજ્ય વીભીક્ષણુને આપ્યું આપો આપ. દુ૯.

દોહરો.

કામ ક્રોધ ને લોભ કંઈ, તજી જાળ જંજાળ;
માજીને ભાવે ભજો, તો પામો ભવપાર. આરાસુ.

સજનો અંતર નીરમળ રાખી અંગના અવગુણુ એટલે કામ, ક્રોધ, મદ, મોહ, કપટ વિગેરે જંજાળ ત્યાગ કરી સત્ય નિતિથી ઉદર પોષણુ કરી માજીના ચર્ણારવીંદની ભક્તિ કરવી.

દષ્ટાંત--એક દામનગર કરીને ગામ હતું, તેનો રાજા માનસીંગ ઘણો અહંકારી અને મીથ્યા અભીમાની હતો તે એક વખત પોતાના મહેલમાં બેઠો બેઠો વીચાર કરવા લાગ્યો કે મહારી રૈયતની હાલત કેવી છે. અને મહારા રાજ્યમાં મહારી ગુણુ અવગુણુની શી ખબર ચાલે છે તે સઘળી તપાસ કરૂં એમ ધારી હાથી

ઉપર સ્વાર થઈ નગર ચરચા જોવા નીકળ્યો અને સઘળે ઠેકાણે ફરી બજારમાં આવી જોવા લાગ્યો તો તેની નજરે એક સંત મહાત્મા મ્હોટી ધુણી ચેતાવી પોતાનું ધ્યાન ધરી બેઠા હતા તેને જોઈ રાજાએ પુછ્યું.

રાજા--અરે આટલી રાત્રીએ અહીં કેમ પડયો છું ? ઊઠ તહારા રસ્તે પડ, નહીંતર ધડથી માથુ જુદુ કરી નાખીશ. જોયો છે આ હાથીને મારવાનો અંકુશ.

સંત--ભાઈ હું કયાં જાઉં, જવાનો રસ્તો જડતો નથી તેથી તું બતાવ, તે રસ્તે થઇને જઉં.

રાજા--લે રસ્તો બતાવું, એમ કહી એકદમ હાથીને મારવાના અંકુશથી ઘણી રીશ ચઢાવી સંતના બરડામાં ઘા કર્યો એટલે એકદમ સંત મહાત્મા બોલી ઉઠયા.

સંત--આય મહારી મા ને હવે જઇશ કયાં, એમ કહી એક હાથની ચપટી તારી નીશ્ચીંત મનથી બેઠા.

રાજા સવાલ સાંભળી મનમાં તરેહ તરેહના તર્ક વીતર્ક કરવા લાગ્યો અને વીચારવા લાગ્યો કે આ સંતને મહારા અંકુશના ઘાની પીડા થતી હોય એમ લાગતું નથી સાથીકે મેં જેવો ઘા કર્યો તેવોજ તેણે અવાજ કર્યો કે આય મારી મા ને હવે જઈશ કયાં તેનું કારણ શું ? એમ ધારી રાજાએ સંતને પુછ્યું.

રાજા--હે સંત મહાત્મા તમે કહ્યુ કે આય મારી મા ને હુવે જઇશ ક્યાં, તેનું કારણ શું ?

સંત--ભાઇ, તેં મને ઘા કર્યો અને મ્હારી રાંમાયાએ આવી મ્હારી સનમુખ વાઘ કર્યો. તે જોઇ હું ત્હારા અંકુશનો ઘા ભુલી ગયો.

રાજા--બોલ તહારી રાંમાયા ક્યાં છે ?

સંત--આ મહારી સનમુખ આવી વાઘ ઉપર સ્વારી કરી દરશન દે છે,

રાજા--ઉંડ, તહારી મંમાયા તહારી સનમુખ હોય તો પકડ એમ કહી પોતાના હાથીની સુંઢે હાથ ફેરવાવી પુછ્યું કે બોલ તહારી મંમાયા આ હોય ?

સંત.—ના મહારાજ.

રાજા.—સંતને સઘળી જગ્યાએ ફેરવી હાથીનું આખુ શરીર બતાવી છેવટનું પુંછડું હાથમાં આપી પુછ્યું કે ક્યાં છે તહારી માજી ?

સંત.—હાથીના પુંછડામાંથી એક વાળ ચપટીમાં ઝાલી બોલ્યો કે મહારાજ આ આવ્યાં માજી, મહારા હાથમાં

રાજા.— શું માજી તહારા હાથમાં આવ્યાં ?

સંત.—હા ! હા ! હવે હું છોડનાર નથી.

રાજા.—બહુ સારૂં, હવે ઝાલી રાખજે, એમ કહી પોતાના હાથી ઉપર ચઢી હાથીના મસ્તકમાં અંકુશના ઘા

મારી, હાંકવા લાગ્યો પણ હાથી બીલકુલ ખશી શક્યો નહી તેથી ઘણા આશ્ચર્યની સાથે પુછવા લાગ્યો કે મહારાજ આપનું બળ આટલું બધુ શું ખાધાથી વધ્યુ છે, તે મને કહો એટલે હું પણ તમારા જેવો ખોરાક ખાઈને મ્હારૂં બળ વધારૂં અને જયાં હોય ત્યાંથી હાથીના પુંછડાં ઝાલી ઘસડી લાવું.

સંત.—રાજા મહારો ખોરાક તમારાથી નહી ખવાય, એતો અમેજ ખઈએ.

રાજા—તમે શું ખાઓ છો ? ઘી ખાવું પડતું હશે તો ઘી ખાખા કરીશ ને દુધ હશે તો દુધ ને ગોળ ખાંડ વીગેરે જે કહેશો તે ખાઈશ માટે મને બતાવો.

સંત.—રાજા સમજી ને ખાઈશ કે વગર સમજે.

રાજા.—સમજીને ખઈશ સમજીને.

સંત—જો વગર સમજે ખાઈશ તો વરણમાંથી જઈશ.

રાજા.—હું બધુ સમજુ છું, હવે આથી પાછા જવા દઈને બતાવો છો કે નહી ?

સંત.—બહુ સારૂં, મહારાજા ધીરાજ, એમ કહી પોતાની ઝોળીમાંથી માગી લાવેલા અનાજના ટુકડા બતાવ્યા ને કહયું કે મહારાજા, અમે તો આવા ટુકડા વસ્તીમાંથી માગી લાવીએ છીએ એને ખાઈ દીવસ કાઢીએ છીએ,

રાજા.—ભલે તમે માગી લાવો છો, તો હું પણ મંગાવીશ અને ખઇશ, જેથી મહારૂં બળ વધશે ને હાથી પકડી પકડી નગરમાં લાવીશ તેથી સરવે મને હાથી વાળો રાજા કહેશે. એમ કહી પોતાના મહેલે આવી રાણીને કહ્યું કે આજ હું નગર ચરચા જોવા ગયો હતો ત્યાં એક સંત બજાર વચમાં બેઠા છે તે ગામમાંથી માગી ટુકડા ભેગા કરી ધુણીએ બેસી ખાય છે. તે ટુકડા ખાવાથી તેમનામાં બળ એટલુ છે કે મહારા હાથીનું પુછડું ઝાલી રાખ્યું એટલે હાથી ત્યાંથી એક ડગલું પણ ખશી શકયો નહીં માટે મહારે પણ આજથી ગામમાંથી ઘરેઘરના ટુકડા ઉઘરાવી ખાવા છે. માટે આપણા નગરની રાવળીઅણને હાલને હાલ બોલાવી લાવ, તેની પાસે ટુકડા મંગાવી ખાઉં તો મહારામાં પણ હાથી પકડવા જેવું જોર વધે. માટે હાલ ને હાલ બોલાવી લાવ.

રાણી—અરેરે! રાજાને ખોટી હઠ ભરાઇ છે પણ કેમ કરીયે છુટકો નહીં, જો હું દાસીને બોલાવવા મોકલીશ તો તે બીચારી રાજાનું તેડું સાંભળી ગભરાઇ જશે. માટે હું જાતેજ જઇ ધીરજ દઇ બોલાવી લાવુ એમ ધારી વસ્ત્ર અલંકાર પહેરી રાવળીયણના ઘર પાસે

આવી ઊભી રહી અને આસપાસ જોવા લાગી તે વખતે પેલી રાવળીયણ ગામમાંથી માગી લાવેલા ટુકડા એક છાબડીમાં લઈ રેંટીયો કાંતવા બેઠી હતી. તેની પાસે જઈ રાણી ઉભી રહી, એટલે રાવળીયણે પુછ્યું.

રાવળીયણ—બહેન આજ તમારાં પગલાં મહારા ગરીબના ઘર સુધી ક્યાંથી ?

રાણી—બહેન તમારૂં આજ કામ પડ્યું છે.

રાવળીયણ—શું કામ પડ્યું છે ?

રાણી—બહેન તને રાજા બોલાવે છે.

રાવળીયણ—અરેરે ! બેન મેં કાંઈ રાજાનો ગુનો નથી કર્યો. ને મને શું કરવા બોલાવે છે ? મને રાજદ્વારે આવતાં બહુ ડર લાગે છે.

રાવળીયણ રોતી કકળતી અને પશ્ચાતાપ કરતી રાજાની સનમુખ આવી બે હાથ જોડી કહેવા લાગી.

રાવળીયણ—હે રાજા ધીરાજ આપતો પ્રજાને પીતા તુલ્ય છો. મને કેમ બોલાવી મેં શું તમારો ગુનો કર્યો છે ?

રાજા—રાવળીયણ તેં ગુનો કાંઈ કર્યો નથી, પણ તું હાલને હાલ ગામમાં જા, અને ઘરેઘરના ટુકડા માગી મને લાવી આપ.

રાવળીયણ—મહારાજ આપ રાજગાદીના અધીકારી છો અને

આપને ટુકડા ખાવાની ઈચ્છા થાય એ મને ઘણું આશ્ચર્ય ભરેલું લાગે છે, માટે મ્હારા માગી લાવેલા ટુકડા તમારે ખાવાનું કારણ શું છે ? તે કહો.

રાજા—ત્હારા માગી લાવેલા ટુકડા મ્હારે ખાવા છે, તેનું કારણ એ છે કે આપણા નગરના બજારમાં એક સંત બેઠા છે ને તેમણે મ્હારો હાથી માગી લાવેલા ટુકડા ખાઇ પકડી રાખ્યો માટે હું પણ માગી લાવેલા ટુકડા ખાઇને મ્હારૂં જોર જવારૂં ને જ્યાં દેખું ત્યાંથી હાથી પકડી પકડીને ઘસડી લાવું તો જગતમાં મ્હારી કીર્તિ વધે ને હાથીવાળો રાજા કહેવાઉં માટે જા ગામમાં જઇને આજને આજ ટુકડા માગી મ્હારી પાસે હાજર કર.

રાવળીયણ—મહારાજ આજ હવે ફરીથી મ્હારાથી ગામમાં માગવા નહી જવાય, મ્હારે એવો નિયમ છે કે દીવસમાં એક વખત ગામમાં જવું ને મ્હારા ઉદર પોષણ જેટલું માગવું, પછી આખો દીવસ મંમાયાના ગુણાનુવાદ ગાવા અને રોટીયો કાંતી દીવસ નીરગમન કરવો એટલે આજતો મ્હારાથી કશું બનશે નહી માટે કાલે લાવી હાજર કરીશ.

રાજા—રાવળીયણ તું મ્હારા હુકમનું અપમાન કરીશ તો હું તને જીવતી ઉભી ભીંતમાં ચણાવીશ માટે મ્હારા

હુકમને આધીન થઈને એકદમ હાજર કર.

રાવળીયણ રાણીના સામુ જોઇ રહી, એટલે રાણીએ રાવળીયણને કહ્યું કે તહારા આજ માગી લાવેલા ટુકડા તો તહારા રેટીઆ પાસે પડયા હતા.

રાવળીયણ—બહેન એ ટુકડા મહારા ઉચીસ્ટ ( એંઠા ) છે.

રાણીએ રાજાને કહ્યું કે મહારાજ આ રાવળીયણના આજના માગી લાવેલા એંઠા છે અને એના ખાતાં વધેલા છે.

રાજા--ભલે વધેલા છે, ને એના એંઠા છે, તો તે પણ લાવી હાલને હાલ હાજર કર.

રાવળીયણ—મહારાજ આપ ક્ષત્રી થઇ મહારા ઉચીષ્ટ (એંઠા) ટુકડા ખાશો એ ઠીક નહીં, શાથી કે તમારે તો હાથી પકડવો છે, એ કાંઇ ટુકડા ખાધે પકડાશે નહી પણ મન વશ રાખી ટુકડા ખાશો તો મન રૂપી હાથી વશ થશે તો આ જગતના સઘળા હાથી વશ થશે માટે હું તો લાવી આપું છું એમ કહી તરત પોતાને ઘેર પડેલા એંઠા ટુકડા લાવી રાજાની પાસે મુકયા એટલે રાજાએ કહ્યું કે તહારે હમેશાં મને ઉઘરાવી આપી જવા.

એ રીતે દરરોજ રાવળીયણ ગામમાંથી માગી લાવી નેઆપેરાજા છે. તેવામાં એક દીવસે રાણીએ વીચાર ચોક

કે આ રાજા ટુકડા સમજીને ખાય છે કે વગર સમજે, એમ ધારી રાવળીયણને બોલાવી કહ્યું કે હો રાવળીયણ, કાલ તું જે વખતે ટુકડા આપવા રાજાનો થાળ પુરીને જાય, તે વખતે મને મળતી જજે.

રાવળીયણ—બહુ સારૂં બહેન, એમ કહી ઘેર આવી. બીજે દીવસે રાજાના મહેલે થાળ લઈ જવાનો વખત થયો. થાળ હાથમાં લઈ રાણીની પાસે આવી પુછ્યું કેમ બહેન શું કહો છો ?

રાણી—બહેન તું મહારા શોળે શણુગાર સજ અને સોનાના થાળમાં સઘળા ટુકડા મુકી એ થાળ લઇને જા, અને રોજના રીવાજ પ્રમાણે મુકી તરત પાછી ફરજે.

રાવળીયણ—બહુ સારૂં બહેન એમ કહી રાજાના મહેલમાં આવી સોનાનો થાળ ટુકડેથી ભરેલો રાજાની પાસે મુકી ચાલવા માંડયું એટલે રાજા બોલ્યા.

રાજા—અલી રાવળીયણ કયાં જાય છે ?

રાવળીયણ—મહારે ઘેર જઉં છું.

રાજા—તહારે ઘેર જવાની શી ઉતાવળ છે, આજ તો તારા હાથે મને ખવરાવ.

રાવળીયણ—મહારાજ હું નીચ છું માટે મહારાથી ખાઇને ભ્રષ્ટ શું કરવા થાઓ છો ?

રાજા—કાંઇ વાંધો નહી, પણ તું મને ખવરાવીને અહીંજ રહે, મહારા મહેલને શોભાવ.

શવળીયણ—મહારાજ આપતો પીતા તુલ્ય છો માટે આપને ખવરાવવાનો તો કાંઇ વાંધો નથી પણ મહારે નીમ છે કે મન વશ હોય તેને ખવરાવવું પણ રહેવાનું આપણે બેર રાખવું તે ઠીક નહી તેથી જો મન વશ હોય તો તમને ખવરાવવામાં વાંધો નથી, જો મન વશ છે તો હું તમારે વશજ છું એમ કહી ખવરાવી ચાલતી થઇ અને રાણી પાસે આવી સઘળી હકીકત કહી.

રાણી—બહેન બહુ સારૂં પણ કાલે તું જાય એટલે રાજાની પાસે થાળ મુકી એક ધોલ મારજે ને જો રાજા તને મારવા આવે તો તું કહેજે કે હવે હું કાલથી ટુકડા આપવા આવનાર નથી.

બીજે દીવસે શવળીઅણ રોજના રીવાજ પ્રમાણે થાળ લઈ રાજાના મહેલે ગઇ. રોજના રીવાજ મુજબ મુકી એક ધોલ રાજાને મારી, રાજાને ધોલ વાગી કે રાજા એક-દમ તરવાર કાઢી બોલ્યો.

રાજા—રાંડ કભારજા તેં મને ધોલ મારી માટે તહારૂં મ-સ્તક ધડથી જુદું કરૂં.

શવળીઅણ—ભલે કરવું હોય તો ધડથી માથું જુદું કરો પણ હવે હુ કાલથી ટુકડા આપવા આવનાર નથી.

રાજા--કેમ નહી આવે એનું કારણ શું ! તું મને તમાચો મારનાર રાંડ શું સમજે છે ?

રાવળીયણ--મહારાજ ભલે મહારૂં માથું ધડથી જુદું કરો પણ એક વખત આ ટુકડા ખાવાનું બતાવ્યું હોય તેની પાસે ચાલો.

રાજા તથા રાવળીયણ બંને નગરના બજારમાં સંત મહાત્મા પાસે આવ્યાં તે વખતે સંત મહાત્મા ધ્યાનમાં લીન થઇ રહ્યા હતા તે જોઇ રાવળીયણ બોલી.

રાવળીયણ--રાજા જગાડો તમારા ગુરૂને.

રાજા--ગુરૂજી, ગુરૂજી, ગુરૂજી. એમ ત્રણ હાંકો મારી પણ ગુરૂ બોલ્યા નહી, તેથી ખુબ ચીડાઇને ગુરૂના શરીર ઉપર એક લાત મારી. લાત વાગી કે તરત ગુરૂજી ધ્યાનમાંથી જાગ્યા અને બોલ્યા આઇએ મેરી માત અરછી પડી લાત.

રાવળીઅણ—ગુરૂજી, આ રાજાને ટુકડા ખાવાની રજા તમે આપી છે.

ગુરૂજી—હા ? એને હાથી પકડવો છે, પણ મન રૂપી હાથી વશ કરવો નથી.

રાજા—કેમ રાંડ તેં મને તમાચો માર્યો, માટે તને ઠેર કરૂં.

રાવળીઅણ—રાજા, મને તું શું મારીશ, તહારા ગુરૂને પુછ, પછી માર.

રાજા—કેમ ગુરૂજી, આ રાંડે મને એક ધોલ મારી.

ગુરૂજી—હે મુરખ રાજા! તું શું અભીમાન કરે છે. તહારો અભીમાન રૂપી મનનો હાથી પકડ, તો આખી સૃષ્ટીના હાથી વશ થશે. અને એકેક હાથે દસદસ હાથી ઉછાળે એવી સહસ્ત્ર ભુજા વાળી શકતી તહા. રી સહાયતામાં રહેશે. વીચાર કર કે જે વખતે તેં મને ભાલાનો ઘા માર્યો ત્યારે મેં તને કાંઇ કહ્યું હતું ? હાલ પણ એક લાત મારી ધ્યાનમાંથી જગાડયો તેને બદલે મેં તને શું કર્યું. માટે હે રાજા, મન રૂપી હાથી વશ કરશે તો આખી સૃષ્ટી વશ થશે; અને મંમાયાની સહાયનાથી તેજમાં તેજ સમાઇ જશે.

### મરાઠી સાખી.

અદભુત પાવાગઢની દેવી, મંમાયા મહાકાળી.
પતાઇરાયે પરખન કીધી, માયામાં હદવાળી.
આવ્યો આસો માસ, માજી વીચારે મનમાં ખાસ. આ૦યો.

આસો મહીનામાં પાવાગઢ ઉપર પતાઈ રાજાને ત્યાં માતાનો ગરબો કોરાવેલો તેથી રાજાની સોળે રાણીયો સોનાનો ગરબો મુકી મધુર સ્વરથી માજીના ગરબા ગાવા લાગી.

ગીતી

નવરાત્રીનો દહાડો, નીરમળ જાણી સરવે મળી ટોળે
મધુર સ્વર સુણીને, માજી ઊઠયાં આનંદની છોળે.

માજી—અરે લાવ પતાઇને ત્યાં સરવે રાણીઓ ગરબો ગાઇ રહી છે, માટે હું પણ જાઊં એમ ધારી સોળે શણુગાર સજી ગરબો રમવા જવાની તૈયારી કરી ચાલવા માંડયું.

મરાઠી સાખી.

રૂમ ઝુમ કરતાં માજી ચાલ્યાં, અંબા મળીઆં સામા;
પ્રેમ કરીને પુછયું જ્યારે, સારો જઈ શુ કામ.
શી ઇચ્છા થાય સંકટે ભક્તને કરવા સહાય-શી ઈચ્છા થાય.

( માઢ )

બેની સીદ સીધાવ્યાં મનથી ફાવ્યાં અંગે સજી શણુગાર,
પુરણ પ્રેમ તમારો છે બહેની આનંદમાં દીન જાય;
હું આવી મળવા પાસ તમારી તમો સીધાવો કાંયરે—બેની

અંબાજી—બહેન સીદ જાઓ છે. ? ભકતોની સહાય કરવા કે દહીતનો ડાટ વાળવા.

મહાકાળી—બહેની જવું છે મારે આજ અત્યારે પતાઇ રાયને ત્યાંય,
ટોળે મળી છે રાણીઓ એની ગીત મધુરાં ગાય;
ગરબે રમવાની ઈચ્છા મહારી જટપટ જાવું ત્યાંયરે.
બેની જાવું છે.

બહેન મહારે પતાઈને ત્યાં ગરબે રમવા જવું છે.

અંબાજી—

એની સાર ન જાણો મન પ્રમાણો સુણીને મ્હારી વાણ
પતાઇ રાયના ગરબે રમવા જાશો ઉલટ ભેર
પાછળથી પસ્તાવોરે થાશે. વહાલામાં વાધશે વેરરે-એની.

બહેન પતાઈના ગરબે જવામાં સાર નથી, માટે જશો નહી. અને જો જશો તો પછી તમને મ્હારી શીખામણ યાદ આવશે અને પુરણ પસ્તાવો થશે.

મહાકાળી—

ઇચ્છાએ જાવું આધીન મહારે મંનજ ભક્ત એહ
અંતરમાં અન્ય દીસે તમારા મુજ અંતરમાં નહી.
ગરબો ગાવા જાઉં છું હું તો, પતાઈ રાયને ત્યાંહીરે.ઇ.

બહેન તહારે મનમાં ગમે તેમ હશે, પણ મહારો તો ભકત છે માટે હું તો જઇશ. એમ કહી મહાકાળી ચાલી નીકળ્યાં અને સરવે રાણીયોના ટોળામાં ભળી જઇ ગરબે રમવા લાગ્યાં, તે વખતે અન્ય સ્ત્રીને જોઈ સઘળી રાણીઓ એક એકને અન્યો અન્ય પુછવા લાગી જેથી ગરબો બંધ થઇ ગડબડ થવાથી પતાઇ રાજા પોતાના પટાવતને લઇ જોવા માટે આવ્યો એટલે સઘળી રાણીયો ગરબો ગાવા લાગી તેમના ભેગાં મહાકાળી પણ ગરબે રમવા લાગ્યાં.

રાજાએ પોતાની સોળ રાણીઓ ગણતાં એક સ્ત્રી

નવીન જોઇ પોતાના સીપાઈને હુકમ કર્યો, કે સીપાઇ જાઓ, પેલી નવીન સ્રી કોણ છે ? તે પુછી ખાત્રી કરો એટલે સીપાઇ ગરજા ભણી ચાલ્યો. સીપાઇને આવતો જોઈ સઘળી રાણીઓ પોતપોતાના આવાસમાં ચાલી ગઇ. પણ મહાકાળી એકલાં ઊભાં રહ્યાં, તેમને સીપાઇએ પુછ્યું.

શીપાઈ— મરાઠી શાખી.

નૈનમ નારી કોણ તમે છો, રાત્રીએ અહીં આવ્યાં,
રાજાએ પુછાવ્યું માટે, કહો કામ શું ફાવ્યાં;
તમે જાવો ક્યાંય, રાજા બોલાવે તમને ત્યાંય. તમે.

બાઇ તમે કોણ છો તમારૂં ગામ કયું આટલી રાત્રીએ અહીં એકલાં આવ્યાં છો માટે મહારાજાએ પુછાવ્યું છે કે આટલી રાત્રીએ તમે કયાં જશો માટે રાજાના મહેલે પધારો.

શીપાઇની વીપરીત વાત સાંભળી માજીએ વીચાર કર્યો કે હવે અહીં રહેવામાં સાર નથી, એમ ધારી માજીએ ચાલવા માંડયું. એટલે પતાઇરાજા રસ્તામાં આવી ઊભો રહ્યો, અને કહેવા લાગ્યોઃ-

પતાઈ મરાઠી શાખી

પતાઈ રાજા આવી ઊભો, રોકયાં જાતાં વાટે;
ઊત્તર આપો આજે અમને, શરમાવો શા માટે;

જાઓ તમે કંઇ, પ્રેમે પધારો મહેલની માંહી. જાઓ.

અરે સ્રી તું આટલી રાત્રીએ કયાં જાઅછે. હવે હું તને જવા દેનાર નથી. માટે મહારા પહેલાં મહેલમાં પધારો અને મહેલને દીપાવો.

મહાકાળી—રાજા વીચાર તહારી ખોટી હઠ છોડ, ને તું બીજું કાંઇ મહારી પાસે માગ્ય, હું તને આપીશ.

પતાઇ—અરે નારી ! તહારૂં આપ્યું શું રહેવાનું છે ? માટે મહારે કાંઇ માગવું નથી, માગવામાં એટલુંજ કેઃ-

( જનુની જીવો ગોપીચંદની. ) એ રાગ.

પતાઇ—મહેલે પધારો મહાપરે.

પધારો પ્રેમથી શુંદરી, દીપાવોને અવાસજીઃ
પટરાણી થઇ પેસો મહેલમાં, એ છે અંતર આશજી.
મહેલે.

મહાકાળી—અનીતી ઉરમાં શુ લહે.

ફટફટરે મુરખા તને, વીચારી નહી વાતજી;
કુડી નજર કરી તેં હવે, થાશે તુજને ઉતપાતજી.
અનીતી.

પતાઇ-નીતીઅનીતી હું નવગણું,જોઇ રૂપ વીશાળજી.
તેજ જોઇ અંજાઇ ગયો, કેવું દીવ્ય કપાળજી. મહેલે.

મહાકાળી-કાળે તને ઘેરો ઘાલીઓ, સઘળુ થઇ જશે ધુળજી.
મરણ આવ્યુ તહારૂં હાથમાં, બોળ્યુ નરકમાં કુળજી.
અનીતી.

કર્તા-માજી દીશો મહા ક્રોધમાં.

માજીરે ચટપટ ચાલીઆં કહીને ક્રોધ વચનજી;
પીર સદનશાહ જોઇને ચેત્યા પોતાને મંનજી.-માજી

માજી—પતાઇને અતી ધીક્કાર આપી કહ્યું કે જા તહારો પાવો જશે અને તું હેરાન હેરાન થઇ જઇશ એમ કહી ક્રોધથી ભરેલાં માજી પોતાને ડેરે ચાલી નીકળ્યાં તેમને સદનશા પીર જોઇને વીચાર કરવા લાગ્યા કે આજ માજી ક્રોધમાં છે. એમ ધારી એકદમ દોડતા આવી કહેવા લાગ્યા માજી કયાં જાઓ છો ! તમારા વગર હમે પાવાગઢ ઉપર શી રીતે રહીશું.

સદનશાહ આવ્યા દોડતા પુછે ઝાલીને હાથજી;
અમને ન ગોઠે એકલા રહો હમારી સાથજી.
માજી દીશો મહા ક્રોધમાં.

ગીતી.

સદનશાહ મરાઠી સાખી.

ક્રોધ કરીને મંમાયા શું પૃથ્વી માંહી પેસો.
હમારી હાલત શી થાશે દુઃખ હમોને દેશો.
હમને પુરી આસ, હમને કરશો ના નીરાશ. અમને.

માજી ક્રોધ સમાવો અને અમને પૃથ્વીમાં મુકી આપ પાતાળમાં પેસો છો તેથી અમને અતીશે દુખ થશે અને અમે કોના આસરે રહીશું.

## ગીતી,

ચીંન્તા ચીત નવ ધરશો, સુદ્ધ, બુદ્ધ, રીદ્ધી, પતાઈની જાશે;
હરનીસ પાસે રહીશું, પાવો પતાઇનો પ્રલય તો થાશે.

હે સહનશાહપીર તમે કાંઇ ચીંનતા કરશો નહી હું તમારૂ વચન રાખીશ ને હું પણ અહી રહીશ પણ હવે પતાઈનું પુન્ય પરવાર્યું છે તે એનો પાવાગઢ પ્રલય થશે.

માજીના ગયા બાદ પતાઈ પસ્તાવા લાગ્યો અને દીવસ કાઢવા લાગ્યો એમ ચીંનતામાં કેટલાક દીવસ ગયા એક દીવસ પતાઇની કચેરીમાં યાચક અનેક રાજાના ગુણ ગાતો આવ્યો તેને જોઇ પતાઈ ઘણો ખુશી થયો અને કહેવા લાગ્યો કે હે યાચક માગ્ય માગ્ય તહારી ઈચ્છામાં આવે તે માગી લે સોનાનાં કડાં, હાથી, ઘોડા, પાલખી જે જોઇએ તે માગ્ય હું તને આપીશ.

યાચક— મહારાજ મહારે હાથી, ઘોડા, રથ, પાલખી કડાં વીગેરે કાંઈ જોઇતું નથી પણ પ્રતાપી પાઘની જરૂરછે.

પતાઇ—અરે એમાં શું માગ્યું બીજું કાંઈ માગ્ય.

યાચક—મહારાજ મહારે બીજું કાંઇ જોઇતું નથી મહારૂં મન પ્રતાપી પાઘથી પ્રસન્ન છે.

પતાઈ—ભલે પાઘ લઇ જાઓ, પણ કોઈ રાજ કચેરીમાં જઇ મહારો પાઘ નમાવ્યો તો ધડથી માંથુ જુદું કરી નાંખીશ.

યાચક—બહુ સારૂં મહારાજ આપનું શીરછત્ર કોઇની પાસે નમાવીસ નહી એમ કહી અમદાવાદ શહેરમાં બાદશાહની કચેરીમાં દાખલ થયો અને પાઘ માંથા ઉપરથી અધર ઉપાડી મુસ્તક નમાવ્યું તે જોઇ બાદશાહ વીચાર કરવા લાગ્યો.

બાદશાહ— ( ક્ષત્રી કલંક ) એ રાગ.

તમને આતીશે વ્યાપ્યો અહંકાર. પાઘ ન નમે તમ તણોરે
ધડ ધારીને બેઠા શું અહીંભાર. ,,
ફરો અભીમાને અવનીની માંય. ,,
તે તો સહન ન મુજથી થાય. ,,
કહે કારણ સહુ મુજ પાસ ,,
નહીતો દેહ તણી થશે હવે નાશ. ,,

અરે અહંકારી યાચકો તમારો અભીમાન વધારી અધરને અધર રહયા છો પણ ખબર નથી કે બાદશાહની પાસે ગયા છીએ ને શીશ નમાવી પાઘ અધર રાખી મહારી કચેરીમાં આવી બેઠો માટે તમારૂં ધડથી માંથુ જુદું કરીશ નહીતર મને પાઘ નહી નમાવવાનું કારણ જણાવ.

યાચક— ( રાગ ઉપરનો )

નહીં અભીમાન મનમાંહી લેશ, પતાઇ ધડ જુદુ કરેરે
પાવાગઢ પર દીશે એનો દેશ.
પાઘ ઉતાર્યાની પડે એને જાણ ,,
ઝાહી સમશેર જુદા કરે પ્રાણ.

ગરીબ પરવાર મને પતાઇ રાજાનો ડરછે તેથી પાઘ ઉતાર્યો નથી સાથીકે એનો પાઘ મને મળ્યો છે એણે કહેલું છે કે રાજાની કચેરીમાં મહારો પાઘ ન નમે અને નમાવીશ તો ધડથી માંથુ જુદું કરી નાખીશ તેથી પાઘ અધર રાખ્યો છે માટે જો એ પાઘ નમાવવાની ઇચ્છા હોયતો પાવાગઢ ઉપર જઉ પતાઈ ને હરાવી જીત મેળવો તો એ પાઘ નમે. બાદશાહ પોતાના પ્રધાનને બોલાવી કહેવા લાગ્યો.

( કવાલી )

જાઓ પ્રધાન પ્રેરવી ઝટકરો,
મારી દુષ્ટને દેશમાં તમે ફરો. હરે હાંકાં.
શુરા સરદાર ભરપુર પાય ભરો,
જઈ પતાઇના પ્રાણ ઝટ હરો,
અહંકારીનો અહંકાર દુર કરો.
મારી દુષ્ટને દેશમાં તમે ફરો. હરે હાંકાં.

મરાઠી સાખી.

સજ થઇ સામંતો સરવે હથીઆર લીધાં હાથે,
પાવાગઢ પર કરી ચઢાઇ નીશાન ડંકાસાથે;
ચઢયું લશ્કર સહુ, તેનું વરણન સાંભળો કહુ. ચઢવું.

( કટાવ )

થયો નીસાન ડંકો જયારે, સઉ સજ થયા તે વારે.
થયો નીસાને ડંકો જયારે, થઇ તૈયારી, હાંકજ મારી, મન

ારવે જાશું, સામા થાશું, લડી લડાઈ, જોર જણાવી
ારી ગભરાવી, પ્રાણ જલે શું. પછી મન ફાવે
ું, એમજ ધારી, મન વીચારી, કરી તૈયારી ટોળે
થઇ એકઠા પંથે પળીઆ એક એકની સામે
થી મહાલે, હથીયાર સજી અકડાઇમાં ચાલે
લા અને કટારી સમશેર સીધી કરનારી જીવ
સત્રી છરી પીસ્તુલ, તમંચો, બંધુક તોપની ભરી
ર કરી સીપાઈ પાયદળ સ્વાર ઘણા ઘોડાપર બેશી
; ખીલેલા ઘોડા શું અટકે મારો મારો મુખ
જરી ન ડરતા ડગલાં ભરતા પાવાગઢની
ંયા મનથી ફાવ્યા કરી ગરજના ઘેરો ઘાલ્યો
ડાકો ચાલ્યો. તવ પતાઈ મન વીચારી ધાક ન
તૈયારી સજી સઅને સામો ધાયો પહાડ ઉપ-
અવાજા તોપો ગોળા બંદુક ગેડી ભાલા બરછી
તીરો ગ્રહી હાથ સમશેર સામંતો જોરે લડતા
ી જરા ન ડરતા ઘાવ પડે પતાઇના જયારે મુગ-
ે વારે પ્રધાન હારી પાછો ફરીઓ જઇ બાદશાહ
ીઓ ઓ અન્નદાતા જોરાવર છે રાય અતીશે
શીશે જોરાવરને જોરે મારે ધાક ન ધારે હારી
અત્યારે.

ાનજ પાછો ધાયો બળ દેખીને ગભરાયો.

પ્રધાન--ગરીબ પરવર પતાઇ લઢવામાં હુંશીઆર છે જેથી જીતાય તેમ મને લાગતું નથી આપણા મુગલો ઘણા ખરા મરણ પામ્યા. અને હું નાશી આપને ખબર કહેવા આવ્યો.

બાદશાહ--પ્રધાન તુમ હમારી હીકમતશે ચલો કે ઉનકુ જીતકે આએંગે.

પ્રધાન--આપકી હીકમત શે હમ જાયગા અને જીતકે પાવાગઢ તાબે કરકે પતાઇકુ નીકાલ આપકી આણ ફીરાકે આયગા ઇનકી હીકમત આપ બતા એ.

બાદશાહ--તુમ પાંચ હજાર પોઠ તૈયાર કરો, અને એક એક પોઠમાં બબે મુગલકું ડાલકે સબ ફોજ તૈયાર કરકે પાવાગઢપર વણઝારાકા વેસસે પેઠ જાઓ અને એકદમ પતાઇકું કબજે કરો

પ્રધાન--સઘળી ફોજ તૈયાર કરી, પાવાગઢ ઉપર ચઢાઈ કરી, અને બુઢીઆ દરવાજે સઘળી પોઠો લઈ આવ્યા તેમને દરવાજાના સીપાઈ સુરદાસે પુછ્યું.

મરાઠી સાખી.

સુરદાસ--

કોણ ક્યાંથી ચાલી આવ્યા પોઠોમાં શું ભરીયું
ઘઉં જુવારકે હીરા માણેક સીવી સરખું કરીયું
જોઉં શું છે માંહે, કપટ એમાં સઘળું જણાયે-જોઉં

ભાઈ તમે કોણ છો, અને આ પોઠોમાં શું ભર્યું ? હીરા માણેક રત્ન કે ઘઉં બાજરી ભર્યાં છે. તે કહો.

પ્રધાન—ભાઇ એમાં હમારો માળ ભરેલો છે;

સુરદાસ સીપાઈને તે સાંભળી મનમાં વહેમ પડયો કે આ પોઠોમાં કાંઇ ભરમ હોય એમ લાગે છે. માટે લાવ તપાશું, એમ ધારી બરછી લઈ એક પોઠમાં ખોશી એટલે મુગલના અંગમાં પેઠી, તેથી લોહીની ધાર છુટી તે જોઇ પ્રધાને સઘળી પોઠો તોડી નંખાવી મુગલોને છુટા કર્યા અને સુરદાસ દરવાનને મારી ચોકીઓએ તોફાન કરતાં પાવાગઢને ઘેરી તૈયાર થયા,

મરાઠી સાખી.

અકળાયો અંતરની માંહી, પતાઇ ભરપુર જ્યારે
માજી પાસે માફ માગવા લાગ્યો છે તે વારે.
તોય ક્ષમા ન થઇ, કરમે પસ્તાયો પતાઇ તાંહી–તોય.

( મહારા બાળા તે પણના બોલીરે. )

પતાઇ—

ક્રોધ માજી તમારો સમાવોરે, ધારી દયાને દીલમાં ધાવોરે;
આવી સેવકને દુઃખ દાખેરે, નમી નમીને દાસ મુખ ભાખેરે.
બાદશાહની થઈ છે ચઢાઈરે, સુજ પડે નહી મને કાંઇરે;
બન્યો બહોતરે, આવ્યું મોતરે, પાપી નડશેરે, દુઃખ પડશેરે.
નથી હામરે સરે કામરે, સુખ લાવોરે, કર સાહોરે.–ક્રોધમાજી,

હે મંમાયા ! ઈશ્વરી મ્હારો અપરાધ ક્ષમા કરો. રંક બાળકના સામું જુઓ. અને દાસની વહારે ચઢો. બાદસાહની ચઢાઇથી પાવાગઢ ઘેરાઈ ગયું છે. માટે માજી સામુ જોઈ દુઃખ નીવારણુ કરી દાસને ઉગારો. એવી રીતે વારંવાર આજીજી કરી કહેવા લાગ્યો. એટલે મહાકાળી પતાઈને પુંઠ કરી બેઠા. પતાઈ નીરાશ થઇ અનેક વીચાર કરતો ચાલ્યો.

પતાઇ--અરેરે ! આ સંકટથી કોઇ ઉગારનાર નથી, રાજ આપણું રહેનાર નથી, માટે સઘળુ ઝવેરાત ઘંટીઓમાં દળાવી રજકણુ કરાવી નાખું, જેથી મ્હારા રાજ્યની લક્ષ્મી પણ તેના હાથમાં આવે નહીં એમ ધારી સઘળી રાણીઓને ઝવેરાત દળવા ઘંટીઓ સોંપી.

જુઓ બગીચાની બહાર જુઓ બગીચાની બહાર. એ રાગ

સઉ રાણી તૈયાર થઈ રાણી તૈયાર, ઘંટીએ દળવા બેઠી તે વાર;
ચયો અંતે અહાકાર ( ૨ ) પતાઇ ક્રોધ કોપ્યો અપાર.

વેણ પતાઇ મુખ બોલીઓ, સુણો નારી સાથ,
હીરા માણેક રત્ન લઇ દળો તમારે હાથ.

કરો આટો અપાર ( ૨ ) લડવાને થાવું છે મ્હારે તૈયાર,
અઠી બાદશાહ આવ્નાર ( ૨ ) નીસ્ચે એ કરશે મુજને ખુવાર.

આવ્યો છે એ ધાઇને દુર દેશથી હ્યાંય
કાળશીર મહારે ભમે કહીને ચાલ્યો ત્યાંય
રાણી કરતી પોકાર ( ૨ ) મુકીને સીહ સીધાવ્યા ભરથાર
થઇ અમે નીરધાર ( ૨ ) સુલતાન કરશે કેર અપાર.

મરાઠી સાખી

રાણી નીરમળ દેખી મનમાં સમજ્યો સીધું ધારી
અરધાંગના સહુ કોમળ એ છે દુષ્ટ હાથ ચઢનારી
માટે મહારે હાથે, કરૂં સર્વના દેહની ઘાત

અહાવી રીતે સઘળુ ધુળ ધાણી કરી રહયો છે. એટલામાં પતાઇ ઉપર બાદસાહ તડાક ફડાક કરવા લાગ્યો

ઠર્તા ( હાસ ચંદ્ર વખત શો આવીઓ )

આવી સુલતાને જુલમ જણાવીઓ,
જોઇ નીરમળ પતાઇને ડરાવીઓ, આવી.
કરતી રાણી પોકાર, થયો અંગ અહાકાર;
જોઇ સરવેનો જીવ ગભરાવીઓ, આવી.
તોપો છુટતી ફડાક, વાગે ગોળીઓ તડાક.
જાણી જોઇને જીવ ગુમાવીઓ. આવી.

માહીના કોપથી બાદશાહના હાથે રાજા પતાઇનો અંત આવ્યો.

( મુજ ઊપર ગુજરી પીતા પાદશાહ જાણી. ) એ રાગ.

પતાઈનો બદલો બદ દાનતનો આપ્યો
આવરદા એનો માજી કોપથી કાપ્યો
ભાવે જે ભજશે મહાકાળી મંમાયા
સુખ સંપતી પામી અંતે શરણે જાય
વિજલાલ વદે મુખ અલ્પ ગતીએ વાણી
ભુલચુકની માફી કરશો દાસજ જાણી.
ગાંડા ઘેલા ગુણ ગાય આવડે એવા
છે ધામ સારંગપુર જીલ્લા મધે રહેવા.
શામસીંગાની પોળમાંહે મઢી છે સારી
અંતરમાં માનુ સમરણ આનંદ કારી
આખ્યાન પતઈનું મહાકાળી ગુણ ગાએ
સુખ સંપત પામે પ્રાશ્રીત પંથ પળાએ
શકતીની સહાયતા વગર સરે નહી કાંય
શરણે રહી મુખે બોલો અંબેમાય

( રામ રટયા જેને રીતમાંરે જે શ્રીકૃશ્ન. ) એ રાગ.

સુર્ય રૂપી છે શકતી શરણમાંરે— જગના પ્રાણી
કાયા રૂપી છે ધડ ધરણમાંરે
શરવજ શકતીરે અંશજ કરતારે
ચીત રાખોને એના ચરણમાંરે જગના પ્રાણી

દુઃખ પડે છે જન્મ મરણમાંરે
શું વાણી કહેતો અંતઃકરણમાંરે
બળતરા થાતીરે ગરભમાં તુજનેરે
ખાટા ખરાને અગ્ની ઝરણમાંરે-- જગના પ્રાણી
છુટીને આવ્યોરે ગર્ભના દુખથીરે
લીધો મુનષા દેહ તહારા તરણમાંરે— જગના પ્રાણી
અવસર ભુલ્યોરે ભવમાંહે ડુલ્યોરે
પડયો ચોરાશી લક્ષ ભરણમાંરે— જગના પ્રાણી
માટે માનોરે શકતીને જાણોરે
રંક થઇને રહેશો ચરણમાંરે-- જગના પ્રાંણી
કાન ને નાકરે હાથને પગરે
મુખ આપ્યું છે માજી સ્મરણમાંરે-- જગના પ્રાણી
નેત્રે કરીનેરે નીરખીને જોવુંરે
ચીત ચોટાડો માના ચરણમાંરે— જગના પ્રાણી
જ્યોતને જાણોરે મળવાનુ માણોરે
મળવું જઇ જાતી અગ્ની ઝરણમાંરે— જગના પ્રાણી
વ્રિજલાલ ગુણી માના શરણમાંરે— જગના પ્રાણી

( ડરમાંતું દીલ સાથ ) એ રાગ.

તું ભજને અંબેમાય મુરખ નર ભજને અ
કેમ ભુલ્યો ભવની માંહ-
કાન આપ્યા તને શ્રવણ કરવા

હાથ હ્રદયમથી ઊદર ભરવા
તાળી પાડી માના ગુણ ઉચરવા
પગ ફરે ધરણની માંહ— મુરખ નર
દરશન ચરણથી ચાલીને થાશે
મુખ થકી માના ગુણ ગવાશે
કાન શ્રવણ કરે સઘળી દીશાએ
નાકથી સ્વાસ જણાય— મુરખ નર
સદબોધ ઇદ્રીઓ સઘળી ચલાવે
જનમ મરણના દીવસના આવે
દુઃખના દીન તો સ્વપ્ને ન કહાવે
એવી ભોળી જગ જનેતાય— મુરખ નર
વિજલાલ વીચારે ઉરમાં ધારે
મુખથકી માજી માજી પોકારે
બુડેલુ નાવ તરે જેથી આરે
શક્તીથી સઘળું થાય— મુરખ નર

# સમાપ્ત.

હું કરૂં આરતી, પુરણ કૃપાય મંમાય
આ દાસ તમારો ગુણ ઘણેરા ગાય—આનંદ
કડાં સાંકળાં નાકે વાળી સોહે.
માને પાવાગઢપર જોએ—આનંદ

# જાહેર ખબર.

સર્વે સદ્‌ગ્રહસ્થોને ખબર આપવામાં આવેછે કે આ નીચે લખેલે ઠેકાણેથી મળશે.

વલ્લભભટની નાત, ભંડાસુર, વીમળશાહ વણીક, અને થરાકળા, વીગેરે આખ્યાનો અમારા તરફથી થોડા દ છપાઇ બહાર પડશે માટે જે સદ્‌ગ્રહસ્થોને જોઈયે પોતાનુ નામ તથા ચોકસ ઠેકાણું તથા પોસ્ટ લખી મે તો તેઓને વેલ્યુ પેએબલથી મોકલવામાં આવશે નોટપેડ કાગળ લેવામાં નહિ આવે.

મહાદેવીઆનો બનાવેલો નાહાવાનો સ્વદેશી સાબુ તથા દાંતનું મંજન આ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કર્તા પાસે... સાબુ તથા મંજન એક વખત વાપરી ખાતરી કરો.

મળવાનું ઠેકાણું.

ગીરધરલાલ મોહનલાલ માહાદેવીઆ
ઠે. જમાલપુર સાળવીની પોળ—અમદાવાદ.

બીજલાલ કેશવલાલ શાહ
ઠે. સારંગપુર શામસંગાની પોળ—અમદાવાદ.

મં૦ લલુભાઈ
ચકલામાં રણછોડજીની પોળ પાશે—અમદાવાદ.

...લાલ મોહનલાલ મહાદેવીઆ.
...ઠે—જમાલપુર સાળવીની પોળ.